બાળગ્રંથાવળી :: પ્રથમ શ્રેણી :: ૧૦

# ઇલાચીકુમાર

લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ

:: બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૧૦

# ઇલાચી કુમાર

: : લેખક : :

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ ત્રીજી કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવાઆનો.

: : પ્રકાશક : :

ધીરજલાલ ટોકરશી શાહ

ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર

રાયપુર હવેલીની પોળ : અમદાવાદ



આ પુસ્તક મુંબઇ ઈલાકા કેળવણી ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી ખાતા તરફથી ઈનામ લાયબ્રેરી માટે : : : મંજુર થયું છે. : : :

ધી 'સૂર્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં

મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.

પાનકોર નાકા—અમદાવાદ.

# ઈલાચીકુમાર.

: ૧ :

ઢીંગ ઢીંગ ઢમ ઢીંગ ઢીંગ ઢમ ઢોલક વાગવા લાગી.

પીંઈઈઈ પીંઈઈઈ પીંઈઈ શરણાઈ બોલવા લાગી.

થોડી વારમાં વાંસ ખોડાયાં ને તે પર નટનાં દોરડાં બંધાયાં.

" એય ભલા ! એય ભલા ! " કરતાં નટ લોકો તેના પર ખેલ કરવા લાગ્યા.

ઇલાવર્ધન નગરનાં લોકો આ ખેલ જોવા નગરના ચોકમાં ટોળે મળ્યાં. આ ચોકના માથે મોટી મનોહર મહેલાતો છે. તેને સુંદર ઝરૂખા છે. નાજુક ગોખ છે. તેની ભીંતો ને છતો કારીગરીનો ભંડાર છે. ધનથી છલકાતો

ધનદત્ત શેઠ તેમાં રહેછે. તેને એક નવજુવાન દીકરો છે. તેનું નામ ઈલાચી. નટને મેડી નીચે રમતા જોઈ ગોખમાં તેણે ડોકિયું કર્યું.

ત્યાં શું જોયું ?

એક નટે પગે જમૈયા બાંધ્યા છે. બે હાથમાં વાંસ પકડયો છે. ને દોરડા પર ચાલી રહ્યો છે. નીચે નટનું ટોળું ' એય ભલા ! એય ભલા ! ' બોલી રહ્યું છે. એ ટોળામાં એક નવજુવાન કન્યા છે. રૂપનો તે ભંડાર છે.

ઇલાચી એને જોતાંજ ઠરી ગયો. તેને ધારી ધારીને જોવા લાગ્યો. અને મનમાં નક્કી કર્યું કે પરણું તો આ કન્યાનેજ પરણું.

: ૨ :

જમવાનો સમય થયો પણ ઇલાચી આવ્યો નહિ. ધનદત્ત શેઠ તપાસ કરવા ઉઠયા કે ઇલાચી કયાં છે.

ભાઇ એક ખુણામાં જેમ તેમ સુતા છે. મોઢું તદ્દન ઉતરી ગયું છે.

ધનદત્ત શેઠે પૂછ્યું: ઈલાચી ! છે શું ? આજે તું આટલો બધો દીલગીર કેમ ?

તેણે દીલ ખોલીને વાત કરીઃ પિતાજી ! ગામમાં નટ લોક રમવા આવ્યા છે. તેમને એક જુવાન કન્યા છે. અહા ! શું તેનું રૂપ ! તે મને પરણાવો.

ધનદત્ત શેઠ કહે, ગાંડા ! આવી લત તે કયાંથી લાગી ? નટડીને તે આપણા ઘરમાં ઘલાય ! કયાં આપણી ન્યાત ! કયાં નટની ન્યાત ! આપણી ન્યાતમાં ઘણી કન્યાઓ છે. તેમાંથી તું કહે તેને પરણાવું.

પિતાના આવા વિચાર સાંભળી ઈલાચી કાંઇ બોલ્યો નહિ.

સાંજે ખાધું ન ખાધું ને ઉઠી ગયો. રાતે નટને છાના માના બોલાવ્યા અને વાત કરીઃ માગો તેટલું ધન આપું પણ તમારી કન્યા પરણાવો.

નટ કહે, અન્નદાતાર ! કન્યાને અમે વેચવા નથી લાવ્યા. ધન તો આજ છે ને કાલ નથી. કાંઈ રતન જેવી દીકરી એમ અપાય ? વળી તમને કન્યા આપીએ તો અમારા કુળને ડાઘ લાગે.

ઇલાચી કહે, એ કેવી રીતે? હું તો છું વાણિયો ને તમે છો નટ.

નટ કહે, શેઠ! તમે ગમે તેવા પણ કાયરની જાત. ને અમે ગમે તેવા પણ સાહસિક. સાહસિકની કન્યા કાયરને ન મળે.

ઇલાચી કહે, કોઈ પણ રીતે તમારી કન્યા મને પરણાવો ખરા?

નટે કહ્યું: હા. એક રીત છે. તમે પણ અમારા જેવા નટ બનો. અને અમારી વિદ્યામાં કુશળ થાઓ. પછી ખેલ કરીને કોઈ રાજાને રીઝવો. તે જે ભેટ આપે તેનાથી અમારી ન્યાતને જમાડો તો અમારી કન્યા આપીએ.

ઈલાચી કહે, કબુલ! કબુલ! હું તે પ્રમાણે કરીશ ને તમારી કન્યા પરણીશ.

: ૩ :

રાત પડી. સહુ જીવજંત જંપી ગયા. સઘળું સુનસુનાકાર થઇ ગયું.

ઇલાચી એ વખતે ઉઠયો. કપડાં પહેરીને તૈયાર થયો. નથી કોઈ જાગતું કે નથી કોઈ સસળતું.

જ્યાં જવા માટે ડગલું ભર્યું ત્યાં માબાપ યાદ આવ્યા. અહા ! વ્હાલી માતા ! પ્રેમાળ પિતા ! તે જાણશે કે ઈલાચી નાશી ગયો છે તો તેમને કેવું થશે ? માટે આવી રીતે ચાલ્યા તો ન જવું. તે પાછો ફર્યો. ત્યાં દિવસે જોયેલી નટડી યાદ આવી. અહા કેવું રૂપ ! ગમે તેમ થાય પણ આ કન્યાને તો પરણું. માબાપને થોડા દિવસ દુઃખ તો થશે. પણ પછી બધું વિસરી જશે. ચાલ જઇને નટલોકોને મળું.

આમ વિચારી ઇલાચી ચાલવા મંડયો. નટના ટોળાને જઈ મળ્યો. નટલોક વ્હેલા ઉઠી એ નગરમાંથી ચાલ્યા ગયા.

: ૪ :

ઈલાચી નટની સાથે દેશપરદેશ રખડે છે. તેનો વેશ બધો બદલાઈ ગયો છે. વાંસે બાંધે છે ઢોલક ને ખભે નાખે છે કાવડ. તેના એક કંડિયામાં કુકડા ને બીજા કંડિયામાં સરસામાન.

ક્યાં મેડી મહેલાતનો ધણી ને ક્યાં કંડીયામાં સામાન રાખનાર ! ક્યાં નોકરોથી

કામ લેનાર ને કયાં ખભે કાવડ ઉપાડનાર ! પણ પોતાને જે ધુન લાગી છે તેમાં તે કશું જોતો નથી.

આવી દશામાં બાર બાર વરસનાં વ્હાણાં વહી ગયાં. બંને પ્રેમીઓ સાથે રહે છે પણ એક બીજાની આંખ પણ ઉંચી થતી નથી. ઇલાચી હવે બધી નટવિદ્યા શીખ્યો છે. તેના ખેલ જોઇને લોકો મ્હોંમાં આંગળી ઘાલે છે. તેણે હવે વિચાર કર્યો: બેનાતટ નગર જઉં ને ત્યાંના રાજાને રીઝવું.

:૫:

પોતાનો સાથ લઇ તે બેનાતટ ગયો. ત્યાં જઈ ને રાજાને મળ્યો.

રાજા કહે, પધારો નાયક ! તમને જોઈ બહુ આનંદ થયો. અહીં તમારી બધી વિદ્યા બતાવો. જો અમારૂં મન રીઝવશો તો તમને મોટું ઈનામ આપીશ.

ઈલાચીએ ખેલની તૈયારી કરવા માંડી. વાંસ ખોડયા ને દોરડા બાંધ્યા.

અહીં કચેરી ચિક્કાર ભરાઇ ગઈ. શું શેઠ, શું નોકર ! શું નાનો, શું મોટો ! ગામ આખું ખેલ જોવા ભેગું થયું. રાજાની બધી રાણીઓ પણ ગોખે બેસી ગઈ.

ઇલાચીએ પોતાનો ખેલ શરૂ કર્યો. કેવી રીતે ?

તે દોરડા ઉપર ચડયો. પછી પગે પહેરી પાવડી. પછી એક હાથમાં લીધી ઢાલ ને બીજા હાથમાં તરવાર. અને દોરડા પર ચાલવા માંડયું. થોડું ચાલીને અવળો ફરી ગયો. લોકો અંદર અંદર બોલવા લાગ્યાઃ વાહવાહ ! વાહવાહ ! કેવો સુંદર ખેલ છે ને !

ઈલાચીએ બીજો ખેલ શરૂ કર્યો. પોતાના માથે એક પછી એક એમ સાત બેડાંની હેલ ચડાવી. પછી વાંસની ઘોડી પર બાંધ્યો લાંબો વાંસ અને ચડયો તે ઉપર. ટોચે પહોંચી તેને હલાવવા લાગ્યો. વાંસ આમ ડોલે તેમ ડોલે પણ ઈલાચીના માથા પર બેડું આબાદ !

લોકો આ જોઈ આશ્ચર્ય પામી ગયા. રાજા હમણાં ઈનામ આપશે હમણાં ઇનામ આપશે એવી રાહ જોવા લાગ્યા. પણ રાજા કાંઈ બોલ્યા નહિ.

ઈલાચીએ ત્રીજો ખેલ શરૂ કર્યો.

પગે બાંધી કટારો અને તે કટારોની અણી ભેર દોરડા પર ચાલવા લાગ્યો.

લોકો આ જોઈ રાજી રાજી થઈ ગયા. પણ રાજા ન બોલે ઉં કે ન બોલે ચું.

કેમ વારૂ ? આવા ખેલ રાજાને પસંદ નહિ પડતા હોય !

નારે ! ના. રાજા તો આ વખતે બીજોજ વિચાર કરે છે. તેણે નીચે ઉભેલી પેલી નટડીને જોઈ છે. તેના રૂપમાં મોહી પડયો છે. તે એમ વિચાર કરે છે કે 'આ નટ જો દોરડા પરથી પડે ને મરી જાય તો આ કન્યાને પરણી શકાય. માટે કરવા દોને ખેલ. એમ કરતાં જોઈ પડે છે અને મરે છે !'

નટડી નીચે ઉભી વિચાર કરે છેઃ અહો ! ઇલાચીએ મારા માટે માતાપિતાને છોડયાં. રિદ્ધિ-સિદ્ધિ છોડી. પોતાને હાથે અનેકને દાન દેતો તે આજે દાન લેવા હાથ લાંબો કરે છે. હવે રાજા પ્રસન્ન થઇને એને ઈનામ આપે તો સારૂં.

મારા પિતા તેની સાથે જલ્દી મારાં લગ્ન કરે. અને હું તેની સાથે સુખમાં રહી દિવસો પસાર કરૂં.

ઈલાચી દોરડા પરથી નીચે ઉતરી રાજાને પગે લાગ્યો. રાજા કહે, નટરાજ! તમે બહુ ચતુર છો, પણ મેં તમારો ખેલ જોયો નથી. મારૂં મન રાજના કામમાં રોકાયું હતું.

ઇલાચી ફરીથી ખેલ કરવા મંડયો. નટ લોકો જોરથી પોતાનાં ઢોલ વગાડવા લાગ્યા. 'એય ભલા! એય ભલા!' કરી તેને શૂર ચડાવવા લાગ્યા. ઇલાચીએ અદ્દ્ભુત ખેલ કર્યો. પછી નીચે ઉતરી રાજાને સલામ ભરી. રાજાએ કહ્યુંઃ નાયક! તમે ખેલ કરવા માંડયો ને હું જરા વાતે વળગ્યો. તમારો ખેલ જોવાયો નહિ. ફરી ખેલ કરો. આ વખતે ધ્યાનથી જોઇશ.

ઈલાચી ત્રીજી વખત ખેલ કરવા લાગ્યો. પણ રાજા પ્રસન્ન થયો નહિ. રાજાના પેટમાં પાપ હતું કે આ કોઇ રીતે મરે છે એટલે તે શેનો વખાણે?

ઈલાચી નિરાશ થયો. આ જોઈ નટડીએ કહ્યુંઃ ઇલાચી! નિરાશ ન થાઓ. થોડા સારૂં બધું બગાડશો નહિ. એક વખત ફરીથી ખેલ

કરીને રાજાને પ્રસન્ન કરો. નહિતર આપણા લગ્ન નહિ થાય.

ઈલાચી ચોથી વાર દોરડે ચડયો. અજાયબી પમાડે તેવા ખેલ કર્યા. પણ છતાંયે રાજા રીઝયો નહિ.

બધા માણસોને વ્હેમ પડયો કે રાજાના પેટમાં કાંઇક પાપ છે. પટરાણીને પણ વ્હેમ પડયો કે જરૂર રાજાના મનમાં કાંઇક દગો છે.

ઈલાચીની નિરાશાનો પાર રહ્યો નહિ. નટડી આ જોઈને બોલીઃ ઈલાચી હવે એક વખત ખેલ કરો. કિનારે આવેલું વ્હાણ ડુબાડશો નહિ. મારી ખાતર પણ એક વખત ખેલ કરો.

ઈલાચીએ પાંચમી વખત ખેલ શરૂ કર્યો. તે વાંસની ટોચે જઈને ઉભો. આ વખતે તેણે એક બનાવ જોયો. એક ઘરના બારણે રૂપરૂપનો અંબાર એક બાઇ હાથમાં રૂપાનો થાળ લઇને ઉભી છે. માંહી ભરી છે મીઠાઇ ને બીજી સુંદર વસ્તુઓ. તે તાણ કરી કરીને એક મુનિરાજને વ્હોરાવે છે. પણ મુનિરાજ તે લેતા નથી. તેમ પોતાની આંખ પણ ઉંચી કરતા નથી.

આ જોઇ ઈલાચીને વિચાર આવ્યોઃ અહા ! ધન્ય છે આ મુનિને. જોબન વય છે.

આગળ આટલી રૂપવતી સ્ત્રી ઉભી છે પણ તેમનું રૂંવાડું પણ ફરકતું નથી. અને હું? હું તો એક નટડીને કાજે ઘરબાર, ધર્મધ્યાન બધું છોડીને દેશદેશાવર ભટકું છું. પેલા મુનિરાજને એ સ્ત્રી તાણ કરી કરીને વ્હોરાવે છે પણ એ લેતા નથી. અને હું દાન લેવાને માટે જીવના જોખમે પણ આ વાંસ પર ચડીને ખેલ કરૂં છું. અને તેમ છતાં યે દાન મળતું નથી.

ખરેખર ! આ મોહમાં ફસાઇ મેં મારો અમુલ્ય વખત નકામો ગાળ્યો. હવે તો હું પણ એ સાધુરાજ જેવો થઉં. અને એમના જીવનનો આનંદ અનુભવું.

આવા વિચારો કરતાં કરતાં ઇલાચીના મનની પવિત્રતા એકદમ વધી ગઇ. અને તેમને ત્યાંજ જગતનું સાચું જ્ઞાન–કેવળજ્ઞાન થયું.

અહીં નટડી પણ વિચારવા લાગી: બળ્યું આ રૂપ ! આ રૂપને મોહી ઈલાચીએ ઘરબાર છોડયાં અને આટલાં દુઃખ ભોગવ્યાં. વળી આ રાજાને પણ અવળી મતિ સુઝી. હા ! આ જીવે જન્મીને શું સારૂં કર્યું ? હવે કયાં સુધી આવું

જીવન જીવવું ? ચાલ હવે તો મન વચન ને કાયાને જીતી મારા આત્માનું કલ્યાણ કરૂં. આવા વિચારો કરતાં તેને પણ કેવળજ્ઞાન થયું.

રાજારાણીએ આ બંનેના જીવનમાં એકાએક ફેરફાર જોયો. અને તેમને પણ પોતપોતાના જીવન સંબંધી વિચારો આવ્યા. તે વિચારોથી હૃદય તદ્દન પવિત્ર થતાં તેમને પણ કેવળજ્ઞાન થયું.

આ ચારે કેવળજ્ઞાનીઓ લાંબા વખત સુધી આ દુનિયા પર ફર્યા. તે દરમ્યાન તેમના પવિત્ર જીવનની ઘણા ઉપર અસર થઇ. તેમના અમૃત શા ઉપદેશથી ઘણાનાં જીવન પલટાઈ ગયા.

પોતાનું આયુષ્ય પૂરૂં થતાં તે બધા નિર્વાણ પામ્યા.

ધન્ય છે ઈલાચી જેવા સાહસિક નરવીરોને !

શિવમસ્તુ સર્વજગતઃ ॥

## ચોથી શ્રેણી

૧ જાવડશાહ
૨ ક્રોચરશાહ
૩ વીર વનરાજ
૪ ધન્ય એ ટેક
૫ મણિનાં મૂલ
૬ કળાધર કોકાશ
૭ શુકરાજ
૮ જિનમતી
૯ રાજર્ષિ કરકંડુ
૧૦ અનંગ સુંદરી
૧૧ નર્મદા સુંદરી
૧૨ અષાઢા ભૂતિ
૧૩ અચંકારિભટ્ટા
૧૪ વિષ્ણુકુમાર
૧૫ કાલિકાચાર્ય
૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય
૧૭ મહાત્મા આનંદઘનજી
૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી
૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય)
૨૦ સાધર્મિકનાં સ્નેહ ઝરણાં

## પાંચમી શ્રેણી

૧ લલિતાંગ કુમાર
૨ ચિલાતી પુત્ર
૩ આભડ શાહ
૪ સમરા શાહ
૫ પવિત્ર જયસેના
૬ ભક્ત દેવપાળ
૭ કુમાર મંગળ કળશ
૮ ઉત્તમ કુમાર
૯ ચંપક શ્રેષ્ઠિ
૧૦ અમરસેન વયરસેન
૧૧ સાજણસિંહ
૧૨ ચંપકમાળા
૧૩ કેવળી જયાનંદ
૧૪ સમરાદિત્ય
૧૫ હંસરાજ વત્સરાજ
૧૬ કવિ ધનપાળ
૧૭ શ્રીકાંત શેઠ
૧૮ મુનિ અર્હન્નક
૧૯ વૃદ્ધા કુમાર
૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃત બિંદુ

